પ્રાથમિક શાળાના

બીજા ધોરણનો

# ગણિત શિક્ષક.



નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ ઘણું જીવો.

રચનાર-છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર-સુરત.

કિંમત રૂ. ૦-૧-૩



દેશી રાજ્યોમાં ટેક્સ્ટ બુકસ, ઈનામ અને લાયબ્રેરી માટે મંજુર થએલો અને કેળવણી ખાતાના અધિકારી સાહેબો તેમજ વિદ્વાન સદ્‌ગૃહસ્થોના ઉત્તમ સર્ટિફિકેટ પામેલો.

## પ્રાથમિકશાળાના
## બીજા ધોરણનો

# મુખગણિત શિક્ષક.


રચનાર, છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર—સુરત.



પ્રસિદ્ધકર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.



આવૃત્તિ ૨ જી    પ્રત. ૨૫૦૦

છાપનાર- મટુભાઈ ભાઈદાસ.

છાપવાનું ઠેકાણું—ખુ. અ. ના ધી સુરત "જૈન" પ્રીન્ટીંગ પ્રેસ—ખપાટીઆ ચકલા—સુરત.







ડિસેંબર    સને ૧૯૧૪

કિંમત રૂ. ૦-૧-૩.

# અર્પણ પત્રિકા.

## દોહરો.

ગુરૂના ગુણ આચારમાં, લાજે ગુલ ગુલાબ;
બહેકતી પરિમલ સદા, દાત સમ આફ્તાબ.

સુગુણચંદ્ર શ્રેયસ્કર શ્રીમાન્યાન્યવર્ય
વકીલ મહોદય—ગુલાબદાસ ભાઈદાસ.
સૂર્યપૂર.

હાર્દિક અભિવંદન—

આપ ઉદારચિત્ત, રાજ્યભક્ત અને સ્વદેશ સુશિક્ષાના ઉત્કર્ષાભિલાષી મહાનુભાવની સેવામાં આ નાનકડું કિન્તુ બાલોપયોગી પુસ્તક અર્પણ કરતાં કિંકરને આપના, દેશ અને પ્રજાહિતનાં કાર્યોમાં કટિબદ્ધતા, ગુર્જર બાલબાલિકાઓને સચ્છિક્ષા આપવાની સતત્ પ્રયત્નશીલતા, ગુર્જર સાહિત્યની વૃદ્ધિ કરવાની અસ્ખલિત ઉત્કંઠા, અને ઉગતા યોગ્ય લેખકોનો દકર બુઝાઁ ઉત્તેજન આપવાંનો ઉદારતા આદિ ઉત્તમ સદ્ગુણો તાદ્દશ્ય ખડા થઇ સાથે સાથે સહજમાં હૃદય પણ સમર્પિત થઇ જાય છે, તો તે ઉભયને સ્વીકારી કૃતકાર્ય કરશોજી સુજ્ઞેષુ કિમધિકમ્।

આપનો આજન્મ ઋણી સેવક,

છગનલાલ મોતીરામ શાહ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ટુંક મુદ્દતમાં પહેલી આવૃત્તિની બે હજાર નકલો ખપી જવાથી આ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે બહાર પાડી છે. આશા છે કે વધારે ફળપ્રદ થઈ પડશે.

પહેલી આવૃત્તિને માટે કેળવણીખાતાના અધિકારી સાહેબોએ અને વિદ્વાન સદ્‌ગૃહસ્થોએ પોતાના અભિપ્રાયો મોકલેલા તેમનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનવાની તક લઉં છું.

**શાહપોર-સુરત** તા. ૨૦-૧૨-૧૪

લિ૦ સેવક,
**છગનલાલ મોતીરામ શાહ.**

---

# પ્રસ્તાવના.



નવા બીજા ધોરણમાં મુખગણિતનો અભ્યાસક્રમ કેળવણી ખાતાએ નીચે પ્રમાણે ઠરાવ્યો છે:—

"પહેલા બે વર્ષ માટે મુકરર કરેલા આંક અને ધાતને લગતા સવાલ આવે એવું મુખગણિત."

ઉપરનો કોર્સ લક્ષમાં રાખી આ બુકમાં પહેલા ધોરણમાં શીખવાએલા અગિઆરા, એકવીસા, પાયા, અડધાં, દોઢાં અને અઢીઆંના આંકનો સંપૂર્ણ વ્યાવહારિક ઉપયોગ આપ્યો છે. બાળવર્ગમાં શીખવાએલા ૧૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ **પહેલા ધોરણની 'મુખગણિત શિક્ષક'** બુકમાં સવિસ્તર આપેલો હોવાથી આમાં તે પૃથક આપ્યો નથી, છતાં છેલ્લું **પરચુરણ હિસાબોનું મનોયત્ન** આપ્યું છે, તેમાં પુનરાવર્ત્તન દાખલ

૧૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ કરવો પડે એવા પ્રશ્નો આપવામાં આવ્યા છે.

પ્રશ્નોમાં વ્યાવહારિકતા અને વિવિધતા લાવવા તરફ પુષ્કળ ધ્યાન રાખ્યું છે. તે પર શિક્ષકો લક્ષ રાખી આપેલા તમામ હિસાબો પગથીઆંવાર શિષ્યો પાસે છોડાવશે અને પોતે તેવીજ શૈલીના નવા પ્રશ્નો ઉપજાવી પૂછશે, તો અવશ્ય આંકના શિક્ષણનો હેતુ સફળ થશે.

પહેલા ધોરણમાં ચલણી નાણાંની ધાત શીખવેલી છે. તેનો ઉપયોગ થાય એવા પ્રશ્નોનો એક જુદોજ વિભાગ આપવામાં આવ્યો છે;—ઉપરાંત બીજા ધોરણમાં શીખવવાની **શેરની અને મણની ધાતો** ઉલટ સુલટ અનેક રીતે આપી છે તથા **પોણાં અને સવાયાના** આંક પણ સાથે સાથે આપી દીધા છે, એટલુંજ નહિ પણ દોઢાં સાથે પોણાંનો, અને અઢીઆં સાથે સવાયાનો સંબંધ જોડાય તેવાં પલાખાં જુદાં આપ્યાં છે, તેનો શિક્ષકો જો બરાબર ઉપયોગ કરશે તો અપૂર્ણાંક આંકો જે બાળકોને શીખવા અઘરા પડે છે, તે સરળ થશે.

છેલ્લે સુશિક્ષણના નિયમ પ્રમાણે આખા વિષયના **પુનરાવર્ત્તન રૂપ પરચુરણ હિસાબોનું મનોયત્ન** આપ્યું છે. એજ

શાહપોર–સુરત.
તા. ૧૨–૬–૧૪.

લિ૦ સેવક,
**છગનલાલ મોતીરામ શાહ.**



# ૧૧×૧ થી ૨૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ.

## મનોયત્ન ૧.

**સૂચના**-એક પ્રશ્નમાં એકથી વધારે પ્રશ્ન હોયતો એકેક પૂછવો.

૧) ૯૬ માં ૬ કેટલીવાર, ૮ કેટલી વાર અને ૧૬ કેટલીવાર?

૨) એક ખુરસીના ત્રણ રૂપીઆ પડે તો ૧૯ ખુરસીનું શું બેસશે?

૩) ૯૧ રૂપીઆમાંથી તેર તેર રૂપીઆવાળી કેટલી ચોપડી મળે?

૪) એક કોથળીમાં ૧૯ રૂપીઆ છે તો એવી ૯ કોથળીમાં મળીને કેટલા રૂપીઆ હશે?

૫) દરેક છોકરાને ૮, ૮ પતાસાં આપીએ તો ૧૩ છોકરાને આપવાને કેટલાં પતાસાં જોઇએ?

૬) ૧૫, ૧૯, ૧૮, ૧૭, ૧૩ અને ૧૪ ને સાતે ગુણીએ તો શું આવે?

૭) બારોતેરસો, પાંચોતેરસો, આઠોતેરસો અને સતરોતેરસો કેમ લખાય?

૮) ૧૦૨, ૧૦૫, ૧૦૮, ૧૧૦, ૧૨૮, ૧૩૩, ૧૧૭, ૧૧૨ અને ૧૮૦ એ આંકમાં કેમ બોલાય?

૯) ૯૫ બોરમાંથી દરેકને પાંચ પાંચ બોર આપું તો કેટલા છોકરાને અપાય?

૧૦) કેટલા ચોક પર? કેટલા પંચા ૬૦? કેટલા ચોક સાઠ?

૧૧) ૨૦ ત્રણવાર લઇએ તો કેટલા થાય? ૧૬×૧ થી ૧૬×૨૦ સુધીના જવાબ બોલો,

૧૨) ૯૫માં ૧૮ ઉમેરીએ તો કેટલા થય? ૧૩૩માંથી ૧૯ જાય તો કેટલા રહે?

૧૩) કયા કયા આંકમાં ૭૨ આવે? દોઢસો એટલે કેટલા દશક?

૧૪) ૧૧×૧ થી ૨૦×૧૦ સુધીમાં નવની પલાખીના જવાબ બોલો.
૧૫) ૧૯×૫, ૧૩×૭, ૧૪×૮, ૧૫×૯, ૧૮×૭, ૧૭×૮ કેટલા?
૧૬) ૧૩ પાંચવાર, ૧૭ આઠવાર, ૧૯ નવવાર અને ૧૫ પાંચવાર તે કેટલા?
૧૭) ૧૯, ૧૫, ૧૭, ૧૩, ૧૧, ૧૨, ૧૬, ૧૮ અને ૧૪ સાત વખત લઈએ તો કેટલા થાય?
૧૮) ૧૯×૭, ૧૫×૭, ૧૭×૭, ૧૩×૭ ૧૪×૭, ૧૨×૭, ૧૬×૭ અને ૧૮×૭ કેટલા?
૧૯) ૧૪૪માં ૮, ૯, ૧૬ અને ૧૮ કેટલીવાર છે?
૨૦) ૧૪૪ જે જે પલાખાંમાં આવતા હોય તે કહો.
૨૧) ઓગણીઆ, પંદરા, તેરા, સત્તરા અને બારા સવળા તથા અવળા બોલો.
૨૨) કેટલા ચોક ૬૪, ૬૮, ૫૬, ૭૬, ૮૦, ૭૨ અને ૬૦ થાય?
૨૩) ૧૮૦માંથી કંઈ ન વધે ત્યાં સુધી અઢાર અઢાર લેતા જાઓ અને બાકી શું રહે છે તે કહેતા જાઓ.
૨૪) ૭૬+૧૯, ૭૦+૧૮, ૧૦૫+૧૫, ૧૧૭+૧૩, ૮૪+૧૨ કેટલા?
૨૫) ૭૭+૧૧, ૯૬+૧૬, ૯૬+૧૨, ૮૪+૧૪, ૮૦+૨૦ કેટલા?
૨૬) ૧૧+૮૮, ૧૨+૯૬, ૧૩+૬૫, ૧૪+૯૮, ૧૫+૭૫ કેટલા?
૨૭) ૧૭+૧૩૬, ૧૮+૧૪૪, ૧૯+૧૧૪, ૨૦+૧૪૦ કેટલા?
૨૮) ૯૫−૧૯, ૯૦−૧૮, ૧૨૦−૧૫, ૧૪૦−૧૪, ૯૬−૧૨ કેટલા?
૨૯) ૮૮−૧૧, ૧૧૨−૧૬, ૧૦૮−૧૨, ૯૮−૧૪, ૧૦૦−૧૦ કેટલા?
૩૦) ૮ બેઆનાની દોઢપાઇ કેટલી અને પૈસા કેટલા?
૩૧) ૬ આનાની પાઈ વટાવી ૧૨ છોકરાને વહેંચી આપી તો દરેકને કેટલી **મળી** હશે?
૩૨) ૧, ૨, ૩, ૪ એમ દશ રૂપીઆ સુધીના આના કહો.
૩૩) કેટલા આના હોય તો ૯ રૂપીઆ આવે?

૩૪) ૧૫૨ બોર વહેંચતાં દરેકને ૮ બોર આવ્યાં ત્યારે છોકરા કેટલા હશે ?

૩૫) ૧૮ છોકરાની ૭ હાર થવામાં ૧૮ ખૂટે છે ત્યારે છોકરા કેટલા હશે ?

૩૬) ૧૫ છોકરાની ૮ હાર કરવાને બદલે ૧૨ છોકરાની કેટલી હાર કરવી ?

૩૭) ૮ જમરૂખનો એક આનો બેસે તો ૧ રૂપીઆમાં કેટલા જમરૂખ આવશે ?

૩૮) કેટલી બે આનીઓ હોય તો ૧૭ રૂપીઆ મળે ?

૩૯) ૮ પાઇના ૧૩૬ બોર તો ૨ પાઇના કેટલાં ?

૪૦) આનાની ૪ લેખે ૧૮ આનાની કેરીઓ લીધી અને બીજી આનાની ૬ લેખે બે આનાની લીધી તો બધી મળી કેટલી કેરી થઇ ?

૪૧) પાવલાના ૯ લીંબુ મળે તો ૪ રૂપીઆના કેટલાં આવશે ?

## ૨૧×૧ થી ૩૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૨.

૧) કયા આંકમાં ૧૪૪ અને ૯૬ આવે ?

૨)૨૧×૧ થી ૩૦×૧૦ સુધીમા નવની પલાખી બોલો.

૩) ૨૮ આનાના સવાકા, ઢબુ અને અધેલા કેટલા ?

૪) ૨૯×૫, ૨૩×૭, ૨૯×૯, ૨૯×૭, ૨૮×૬ કેટલા ?

૫) ૨૨૪, ૧૦૨, ૨૩૨, ૧૧૭, ૨૧૬, ૧૭૫, ૧૩૫, ૨૩૪, ૨૫૨, ૨૦૭, ૨૬૧ એ આંકમાં કેવી રીતે બોલાય છે ?

૬) છવીસાસો, બે સાતોતેર, બે આવેના, બે ચોત્રીસા લખો.

૭) ૨૩ પચવાર, ૨૭ સાતવાર, ૨૬ નવવાર અને ૨૪ છવાર તે કેટલા ?

૮) ૨૫, ૨૯, ૨૮, ૨૩, ૨૭, ૨૪, ને ત્રણે ગુણીએ તો શું આવે અને આઠે ગુણીએ તો શું આવે ?

૯) ઓગણત્રીસા, પચીસા, અઠ્ઠાવીસા, અને સત્તાવીસા સવળા તથા અવળા બોલો.

૧૦) કેટલી વખત ૭ લઇએ તો ૧૬૮, ૧૬૨, ૧૫૬, ૧૩૨, ૧૭૪, ૧૩૮ અને ૧૨૬ થાય ?

૧૧) ૨૬૧ માંથી કંઇ ન વધે ત્યાં સુધી ઓગણત્રીસ ઓગણત્રીસ બાદ કરતા જાઓ અને બાકી શું વધે તે કહેતા જાઓ.

૧૨) ૨૧×૧ થી ૩૦×૧૦ સુધીમાં ૩, ૫, ૭ અને ૮ની પલાખી બોલો.

૧૩) ૧૪૫+૨૯, ૨૦૩+૨૯, ૨૦૭+૨૩, ૧૭૪+૨૯, કેટલા ?

૧૪) ૩૦+૨૪૦, ૨૭+૮૧, ૨૫+૧૭૫, ૨૯+૨૦૩, કેટલા ?

૧૫) ૨૦૦-૨૫, ૨૦૭-૨૩, ૧૭૫-૨૫, ૨૨૫-૨૫ કેટલા ?

૧૬) ૧૪૭-૨૧, ૧૮૯-૨૭, ૧૨૫-૨૫, ૧૩૮-૨૩ કેટલા ?

૧૭) ૨૨૫ ગજ માદરપાટમાંથી નવ ગજના કેટલા ધોતીઆ થાય?

૧૮) એક કોટની શીવડામણી ૭ રૂપીઆ થાય તો ૨૦૪ રૂપીઆમાં કેટલા કોટ શીવાય અને બાકી શું વધે ?

૧૯) એક ટેબલના ૭ રૂપીઆ બેસેછે તો ૨૬ ટેબલનું શું બેસશે ?

૨૦) ૨૯ ગજનો એક એવા ૭ તાકા છે તો બધું મળીને કેટલા ગજ કપડું હશે ?

૨૧ કેટલી વખત ૨૯ કેરી લઉં તો ૨૦૩ કેરી થાય ?

૨૨) ૩૦૦માં ૧૨ કેરી ઓછી છે ત્યારે કેટલી હશે ?

૨૩) એક ગાડામાં ૨૫ મણ એવા સાત ગાડાંમાં ઘઉં ભરેલા છે તો બધું મળી ઘઉં કેટલા મણ હશે ?

૨૪) મહીનાનો ખરચ ૨૮ રૂપીઆ થાય તો૭ મહીનામાં કેટલોથશે?

૨૫) દર મહીને ૨૭ રૂપીઆ ખરચું તોપણ મારીપાસે

૯ મહીના ચાલે એટલા રૂપીઆ છે ત્યારે કેટલા રૂપીઆ હશે ?

૨૬) મેં એક માણુસને દશ દશ રૂપીઆવાળી ૨૬ નોટ આપી અને ૯ રૂપીઆ રોકડા આપ્યા ત્યારે પોણી ત્રણુસોથી કેટલા વધારે અથવા ઓછા આપ્યા ?

૨૭) એક નિશાળમાં ૨૦૭ છોકરા છે દરેક વર્ગમાં ૨૩ છોકરા છે તો વર્ગ કેટલા હશે ?

૨૮) એક નિશાળમાં ૨૬૧ છોકરા છે અને વર્ગ ૯ છે ત્યારે દરેક વર્ગમાં છોકરા કેટલા હશે ?

---

# અડધાના આંકનો ઉપયોગ.

## મનોયત્ન ૩.

૧) એક કાગળના બે સરખા ભાગ પાડીએ તો દરેક ભાગ કેટલો કહેવાય ?

૨) ૭ અડધા કાગળ છે તેના આખા કાગળ કેટલા થશે ?

૩) કેટલીવાર અડધો લઇએ તો ૨॥ થાય ?

૪) ૨૪ અડધા રૂપીઆના આખા રૂપીઆ કેટલા ?

૫) ૩૭ આખાના અડધા કેટલા ?

૬) ૩૫ રૂપીઆ છે દરેક ભિખારીને ૦॥ રૂપીઓ આપું તો કેટલાને અપાય ?

૭) એક કોટની શીવડામણી ૦॥ રૂપીઓ થાય છે તો ૪૨ રૂપીઆમાં કેટલા કોટ શીવડાવાશે ?

૮) દરરોજ અડધો શેર અનાજ ખાઉં તો ૩૨ શેર અનાજ કેટલા દિવસ ચાલે ?

૯) હું દરરોજ ૦॥ લાડુ ખાઉં તો ૩૨ દિવસ ચાલે એટલા લાડુ છે ત્યારે લાડુ કેટલા હશે ?

૧૦) ૪૨ સોપારી છે તેના અડધા અડધા કકડા કેટલા થશે!

૧૧) ૩૭ાામાં ૨ાા ઉમેરીએ તો કેટલા થાય?

૧૨) ૪૯ રૂપીઆના અડધા કેટલા આવશે?

૧૩) એક ટોપીનો અડધો રૂપીઓ બેસે છે તો ૬૯ ટોપી લેવાને કેટલા રૂપીઆ જોઇએ?

૧૪) ૩૬ ગજ લુગડામાંથી અડધા અડધા ગજના કેટલા રૂમાલ થશે?

૧૫) ૧૫×૦ાા, ૨૩×૦ાા, ૪૭×૦ાા, ૫૯×૦ાા, ૬૭×૦ાા કેટલા?

૧૬) અડધાની બેકીની પલાખી બોલી જાઓ.

૧૭) અડધાની એકીની પલાખી બોલો.

૧૮) કેટલા અડધા હોય તો તેના આખા પુરેપુરા થાય? (જ. ૨, ૪, ૬, ઇત્યાદિ.)

૧૯) ૨ાા રૂપીઆનું ઘી, ૧ાા રૂપીઆનું શાક અને ૧૨ાા રૂપીઆનું અનાજ લીધું તો બધું મળી કેટલો ખર્ચ થયો?

૨૦) ૧૭ાા+૦ાા+૩ાા+૩૪ાા મળીને કેટલા થશે?

૨૧) દરરોજ ૦ાા રૂપીઆ લેખે ૧૮ માણસને ૯ દિવસના કેટલા રૂપીઆ આપવા પડશે?

૨૨) ૫૦૦ અડધા રૂપીઆ છે તેના આખા રૂપીઆ કેટલા આવશે?

૨૩) ૫ાા રૂપીએ મણ સોપારી મળે તો ૩૭ મણનું શું બેસે?

---

## દોઢાના આકનો ઉપયોગ.

### મનોયત્ન ૪.

૧) એક ને અડધો મળીને કેટલા થાય?

૨) અડધો ને એક મળીને કેટલા થાય?

૩) કેટલા અડધા કાગળ હોય તો દોઢ કાગળ થાય?

૪) કેટલા અડધા મળીને દોઢ થાય?

૫) દોઢ કાગળમાંથી અડધો કાગળ કેટલા છોકરાને અપાય?

૬) દોઢમાં પોણો કેટલીવાર અને અડધો કેટલીવાર ?

૭) પોણો કેટલીવાર લઇએ તો દોઢ થાય ?

૮) દોઢ રૂપીઓ હતો તેમાં દોઢ રૂપીઓ ઉમેર્યો તો કેટલા થયા ?

૯) ત્રણ લાડુમાંથી દોઢ ખાધો કેટલા રહ્યા ?

૧૦) મારી પાસે ૦॥ રૂપીઓ છે તેમાં શું ઉમેરૂં તો દોઢ રૂપીઓ થાય ?

૧૧) ૬૯+૧॥, ૪૬॥+૧॥, ૧૦૦॥+૧॥, ૯૯+૧॥ કેટલા ?

૧૨) ૧॥+૮૨॥, ૧॥+૪૫, ૧॥+૬૧॥, ૧॥+૭૨ કેટલા ?

૧૩) ૧૦॥–૧॥, ૬૯–૧॥, ૧૦૨–૧॥ કેટલા ?

૧૪) ૫૭×૧॥, ૬૯×૧॥, ૭૯×૧॥, ૯૫×૧॥ કેટલા ?

૧૫) કેટલીવાર દોઢ લઇએ તો ૪૨ થાય ?

૧૬) ચોવીસ આખા ને ચોવીસ અડધા મળીને કેટલા થાય ?

૧૭) જેટલા અડધા તેટલાજ રૂપીઆ કેટલીવાર લઉં તો ૯૬ રૂપીઆ થાય ?

૧૮) ૪૬॥ માં દોઢ કેટલીવાર છે ? કેટલીવાર દોઢ લઇએ તો ૫૫॥ થાય ?

૧૯) ૨૮॥ મણ દૂધમાંથી ૨૭ મણ વપરાયું બાકી કેટલું રહ્યું ?

૨૦) એક તામડામાં દોઢ મણ દૂધ માય તો ૨૮ તામડામાં કેટલું માશે ?

૨૧) રૂપીઆનું ૧॥ શેર ઘી મળે તો ૧૮ રૂ.નું કેટલું આવે ?

૨૨) એક કોટમાં ૧॥ ગજ કપડું વપરાય તો ૪૨ કોટ માટે કેટલા ગજ કપડું જોઇશે ?

૨૩) દોઢ રૂપીઆની ૧ શેર હીંગ મળે તો ૨૭ શેરનું શું બેસશે ? અને ૨૭ રૂપીઆમાં કેટલી આવશે ?

૨૪) ૪૫ રૂપીઆમાંથી દોઢ રૂપીઆવાળી કેટલી ટોપી આવશે?

૨૫) એક આનાના દોઢ શેર કારેલાં મળે તો ૩ રૂપીઆના કેટલાં આવશે ?

૨૬) એક બળદને ૧।। શેર અડદ જોઇએ તો ૫૯ બળદને માટે કેટલા શેર અડદ જોઇશે ?

૨૭) એક બરણીનું વજન ૧।। શેર થાય તો ૬૭ બરણીનું વજન કેટલું થશે ?

૨૮) ૩૭ છોકરા વચ્ચે ૫૫।। રૂપીઆ વહેંચું તો દરેકને શું મળશે ?

૨૯) દોઢ શેર ખાંડ રોજ વપરાય તો ૭૦।। શેર ખાંડ કેટલા દિવસ ચાલશે ?

૩૦) ૪૮માં દોઢ કેટલીવાર ઉમેરૂં તો ૭૨ થાય ?

૩૧) એક સાધુને ૧।। શેર લોટ આપીએ તો ૯૫ સાધુને આપવાને કેટલો લોટ જોઇશે ?

૩૨) એક શેર એલચીનો રૂપીઓ ૧।। બેસે તો ૨૯ શેર એલચીનું શું બેસશે ?

૩૩) મણ ઘીના ૨૩ રૂપીઆ બેસે તો ૧।। મણનું શું બેસશે?

૩૪) ૧।। ગજ ફલાલનનો ૧ રૂપીઓ બેસે તો ૪૦।। ગજ ફલાલનનું શું બેસશે ?

૩૫) ૭૯।। રૂપીઆમાં ૫૩ કોટ લીધા તો એ કોટની કિં-મત કેટલી પડી ?

૩૬) કેટલા દોઢે ૭૨ ? કેટલા દોઢું ૧૦।। ? કેટલા દોઢે ૧૩૨?

૩૭) ૪૩।। ગજના તાકામાંથી ૧।। ગજના કેટલા રૂમાલ થાય?

૩૮) ૫૭ ધોતીઆના ૮૫।। રૂપીઆ બેઠા તો એ લેખે ૫ ધોતીઆનું શું આપવું પડશે ?

૩૯) રોજ ૧।। રૂપીઓ વાપરૂં તો ૭૬।। રૂપીઆ કેટલા દિવસ ચાલે ?

૪૦) એક તપેલામાંથી દોઢશેરીઓ લોટો ૫૫ વખત ભરી આપ્યો ત્યારે કેટલું દૂધ આપ્યું ?

૪૧) દરેક છોકરાને ૧॥ કાગળ આપીએ તો ૩૯ કાગળ કેટલા છોકરાને અપાય ?

૪૨) દોઢાની એકીની પલાખી બોલો. એકીની પલાખી બોલો.

૪૩) એક માણસ રોજ ૧॥ રૂપીઓ કમાય તો ૧૮ માણસો ૯ દિવસમાં શું કમાશે ?

૪૪) ૧॥ આને શેર ધાણા મળે છે તો ૧॥ રૂપીઆમાં કેટલા આવશે ?

---

## અઢીઆના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૫.

૧) બે ને અડધો કેટલા? દોઢ ને એક કેટલા ?

૨) દોઢમાં શું ઉમેરી તો ૨॥ થાય ?

૩) કેટલા અડધા હોય તો ૨॥ થાય ?

૪) અઢીમાં અડધો કેટલોવાર છે ?

૫) કેટલા ૦। અઢી ? અઢીમાં ૦। કેટલીવાર છે ?

૬) ૪૭॥+૨॥, ૬૭॥+૨॥, ૭૫+૨॥, ૧૮૦+૨॥ કેટલા ?

૭) ૨॥+૧૮૫, ૨॥+૭૨॥, ૨॥+૪૨॥, ૨॥+૧૦૦ કેટલા ?

૮) ૧૯૨॥+૨॥, ૧૦૫+૨॥, ૨૧૦+૨॥ કેટલા ?

૯) ૧૯૦−૧૮૭॥, ૧૬૭॥−૧૬૫, ૧૦૧−૯૭॥ કેટલા ?

૧૦) ૪૭×૨॥, ૭૯×૨॥, ૮૭×૨॥, ૨૯×૨॥ કેટલા ?

૧૧) એક માણસ ૨॥ રૂપીઆ કાઢે તો ૩૯ માણસના કેટલા રૂ. થાય?

૧૨) એક કોથળીમાં ૨॥ મણ ઘઉં માય તો ૨૪ કોથળીમાં કેટલા મણ ઘઉં માય ?

૧૩) ૨॥ શેર ઘીનો ૧ રૂપીઓ બેસે તો ૧૫ રૂપીઆનું કેટલા શેર ઘી મળે ?

૧૪) ૧ રૂપીઆનું ૨॥ શેર તો ૩૭॥ શેરનું શું બેસે?

૧૫) એક કોથળીમાં ૨॥ શેર માય તો ૩૬ કોથળીમાં કેટલું માશે?
૧૬) ૨॥ રૂપીએ શેર એલચી મળે તો ૩૫ શેરનું શું બેસે ?
૧૭) મણ ઘઉંના ૨॥ રૂપીઆ બેસે તો ૪૫ મણનું શું બેસે ?
૧૮) એક માણસને ૨॥ રૂપીઆ આપીએ તો ૫૫ માણસને આપવા કેટલા રૂપીઆ જોઇએ ?
૧૯) ૨૧૦ રૂપીઆ ૮૪ માણસ વચ્ચે ખરચ થયો ત્યારે એક માણસને ભાગે શું આવ્યું ?
૨૦) એક તાવડીનું વજન ૨॥ મણ થાય છે ત્યારે એવી ૪૭ તાવડીનું વજન કેટલું થશે ?
૨૧) મણ દૂધમાં ૨॥ શેર ચોખા નાખીએ તો ૬૩ મણ દૂધને માટે કેટલા શેર ચોખા જોઈએ ?
૨૨) મણના ૨॥ રૂપીઆ બેસે તો ૬૮ મણનું શું બેસે ?
૨૩) ૨॥ શેરનો ૧ રૂપીઓ બેસે તો ૧૮ રૂપીઆનું કેટલા શેર આવશે ?
૨૪) ૬૯ છોકરા વચ્ચે ૧૭૨॥ રૂપીઆ વહેંચીએ તો દરેકને શું આવશે ?
૨૫) કેટલા અઢીએ ૪૫ ? કેટલા અઢીએ ૧૦૨॥ ?
૨૬) કેટલીવાર અઢી લઈએ તો ૧૦૦ થાય ?
૨૭) ૧૦૦માં ૪૦ કેટલીવાર ? અને ૨॥ કેટલીવાર ?
૨૮) રૂ. ૯૭॥ છે રોજ ૨॥ રૂ. ખરચું તો કેટલા દિવસ ચાલે?
૨૯) એક દિવસનો ખરચ ૨ રૂપીઆ થાય તો ૭૭ દિવસમાં શું ખરચ થશે ?
૩૦) ૨॥ આનામાં ૧ શેર ખાંડ મળે તો રૂ. ૧૧ માં કેટલી આવશે?
૩૧) ૫૪ ખુરસી લેવી છે એક ખુરસીના ૨॥ રૂપીઆ બેસે છે તો કેટલા રૂપીઆ ખરચ થશે ?
૩૨) ૨૭ રૂપીએ તોલો સોનું મળે તો ૨॥ તોલાનું શું ?

૩૩) ૬૨॥ રૂપીઆમાં ૨॥ તોલા સોનું આવ્યું ત્યારે તોલાને ભાવ શો ?

૩૪) ૨૭ માણુસ છે અને ૬૭॥ રૂપીઆ છે તો દરેક માણુસને શું મળશે ?

૩૫) ૧ રૂપીઆમાં ૨॥ શેર ઘી આવે તો ૪૨ રૂપીઆમાં કેટલા શેર ઘી આવશે ?

૩૬) શેર હીંગના ૨॥ રૂપીઆ પડે તો ૪૫ રૂપીઆમાં કેટલા શેર હીંગ આવશે ?

૩૭) રૂ. ૧૦૦માંથી અઢી અઢી રૂ. કેટલા માણુસને અપાય?

૩૮) એક આનાની ૨॥ શેર પાપડી મળે તો ૧ રૂપીઆની કેટલી આવશે ?

૩૯) ૨॥ રૂ. વાળી ટોપી ૭૨॥ રૂપીઆમાંથી કેટલી આવશે ?

૪૦) ૨॥ આને શેર સાકર મળે તો ૨॥ રૂ. માં કેટલી આવશે?

૪૧) ૨॥ શેર બદામને ૧ રૂપીઓ પડે તો ૦॥ રૂપીઆની કેટલા શેર બદામ આવશે ?

---

## પાયાના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૬.

૧) એક લાડુના ચાર સરખા ભાગ પાડીએ તો દરેક ભાગ કેટલો કહેવાય ?

૨) ચાર ૦।, ૦। લાડુ એકઠા કરીએ તો આખા કેટલા થશે?

૩) ૯ રૂ. ના પાવલા કેટલા ? ૩૬ પાવલીના રૂપીઆ કેટલા ?

૪) ૧૮ વખત ૦। રૂપીઓ લઉં તો કેટલા રૂપીઆ થાય? સાડાચાર રૂપીઆની પાવલી કેટલી ?

૫) ૨૪ રૂપીઆની પાવલી કેટલી ? કેટલી પાવલીઓ હોય તો ૧૪ રૂપીઆ થાય ?

૬) મારી પાસે ૧૭ અડધા છે તેની પાવલી કેટલી આવશે?

૭) ૪૯×૦।, ૫૭×૦।, ૪૩×૦।, ૭૯×૦। કેટલા ?

૮) કેટલીવાર પા પા રૂપીઓ લઇએ તો ૧૯ રૂપીઆ થાય?

૯) દરેક માણુસને ૦। પેંડો આપું તો ૬૮ માણુસને આપવાને કેટલા પેંડા જોઈએ ?

૧૦) ૧ ને ૦।, ૧। ને ૦।, ૧॥ ને ૦।, ૧॥। ને ૦। કેટલા ?

૧૧) ૧૭+૦।, ૨૩।+૦।, ૨૮॥+૦।, ૨૮॥।+૦। કેટલા ?

૧૨) ૪૯, ૫૯, ૬૯, ૭૯, ૮૯, અને ૯૯માં ૦। ઓછો તે કેટલા કહેવાય ?

૧૩) ૯૮॥।, ૭૮॥।, ૫૭॥।, ૭૫॥।, ૪૭॥।, ૩૭॥। શબ્દમાં લખો.

૧૪) પાયાની ચચ્ચારની પલાખી બોલો.

૧૫) ૧૭।, ૫।, ૨૩।, ૧૪, અને ૩। ને પાયે ભાગીએ તો શું આવે ?

૧૬) રોજ ૦। કાગળ વાપરીએ તો ૩૫ દિવસમાં કેટલા કાગળ વપરાય ? ૨૩ કાગળ હોય તો કેટલા દિવસ ચાલે?

૧૭) ૨૩ માણુસ વચ્ચે ૫॥। રૂપીઆ આપ્યા તો દરેકને શું મળશે ?

૧૮) પાયાની ચચ્ચારની અને અર્ધાની બબ્બેની પલાખી બોલો.

૧૯) ૬૯, ૭૩, ૭૭, ૪૭, ૩૭, ૫૫, ૭૯, ૫૭, ૮૯, ૮૩, ૯૭, ૯૩, ૪૯, ૪૩, ૪૬, ૯૧, ૬૩, ૩૧, ૪૧, ૭૧, અડધાના રૂપીઆ કેટલા ? પાવલીના રૂપીઆ કેટલા ?

૨૦) કેટલી વખત ૦। મણ લઇએ તો ૧૯, ૨૨, ૧૭, ૧૩, અને ૨૦ મણ થાય ?

૨૧) ૩૯, ૨૨, ૧૭ ગજ લુગડામાંથી અડધા ગજના કેટલા કકડા થાય ? ૦। ગજના કેટલા થાય ?

૨૨) કેટલીવાર ૦। કાગળ લઉં તો ૧૩, ૧૭, ૧૯, ૨૩, ૨૨, ૧૫ આખા કાગળ થાય ?

૨૩) ૦ાએ અડધાનો કેટલામો ભાગ? અને આખાનો કેટલામો ભાગ ?

૨૪) ૪૦૦ ગજ, ૮૦ ગજ, ૯૦ ગજ, ૬૦૦ ગજ અને ૭૦ ગજમાંથી અડધા ગજના કેટલા રૂમાલ થાય ? ૦ા ગજના કેટલા રૂમાલ થાય ?

૨૫) ૬૯, ૭૩, ૭૯, ૮૫, ૯૩, ૭૦૦ અડધા રૂપીઆના રૂપીઆ કેટલા ? પાવલીઓ કેટલી?

## +શેરની ધાત.

| | |
|---|---|
| શેરના અચ્છેરા ૨ | ૪૦ રૂપીઆભાર ૧ શેર |
| શેરના પાશેરા ૪ | ૭૨ જુના પૈસાભાર ૧ શેર |
| શેરના નવટાંકા ૮ | |
| શેરના અધોળા ૧૬ | શેરના રૂપીઆભાર ૪૦ |
| શેરના રૂપીઆભાર ૪૦ | પોણુશેરના રૂપીઆભાર ૩૦ |
| શેરના પૈસાભાર ૭૨ | અચ્છેરના રૂપીઆભાર ૨૦ |
| | પાશેરના રૂપીઆભાર ૧૦ |
| ૨ અચ્છેરે ૧ શેર | નવટાંકના રૂપીઆભાર ૫ |
| ૪ પાશેરે ૧ શેર | અધોળના રૂપીઆભાર ૨ા |
| ૮ નવટાંકે ૧ શેર | |
| ૧૬ અધોળે ૧ શેર | |

ટીપઃ—૭૨ જુના પૈસાભાર=૧ શેર. અને ૯૬ નવા પૈસાભાર=૧ શેર ગણાય છે.

+ વર્ગમાં ત્રાજવા કાટલાં હાજર રાખી છોકરાઓ પાસે તોળાવીને તેમની પાસેજ ઉપજાવી કઢાવવી. રૂપીઆની ધાત જોડે શેરની ધાતનો સંબંધ જોડવો, જેમકે

| | |
|---|---|
| ૧ રૂપીઓ= ૨ અડધા | ૧ શેર= ૨ અચ્છેર |
| ૧ રૂપીઓ= ૪ પાવલી | ૧ શેર= ૪ પાશેર |
| ૧ રૂપીઓ= ૮ બેઆની | ૧ શેર= ૮ નવટાક |
| ૧ રૂપીઓ=૧૬ આના | ૧ શેર=૧૬ અધોળ |

૪૦ રૂપીઆભાર ૧ શેર
૩૦ રૂપીઆભાર ૦॥। શેર
૨૦ રૂપીઆભાર ૦॥ શેર
૧૦ રૂપીઆભાર ૦। શેર
૫ રૂપીઆભાર નવટાંક
૨॥ રૂપીઆભાર અધોળ

---

શેરના પૈસાભાર ૭૨
પોણોશેરનાપૈસાભાર ૫૪
અચ્છેરના પૈસાભાર ૩૬
પાશેરના પૈસાભાર ૧૮
નવટાંકના પૈસાભાર ૯
અધોળના પૈસાભાર ૪॥

---

૭૨ પૈસાભાર ૧ શેર
૫૪ પૈસાભાર ૦॥। શેર
૩૬ પૈસાભાર ૦॥ શેર
૧૮ પૈસાભાર ૦। શેર
૯ પૈસાભાર નવટાંક
૪॥પૈસાભાર અધોળ

---

શેરના અધોળા ૧૬
પોણાશેરના અધોળા ૧૨
અચ્છેરના અધોળા ૮
પાશેરના અધોળા ૪
નવટાંકના અધોળા ૨

૨ અધોળે નવટાંક
૪ અધોળે પાશેર
૮ અધોળે અચ્છેર
૧૨ અધોળે પોણોશેર
૧૬ અધોળે એક શેર

---

શેરના નવટાંકા ૮
પોણોશેરના નવટાંકા ૬
અચ્છેરના નવટાંકા ૪
પાશેરના નવટાંકા ૨

---

૨ નવટાંકે પાશેર
૪ નવટાંકે અચ્છેર
૬ નવટાંકે પોણોશેર
૮ નવટાંકે ૧ શેર

---

શેરના પાશેરા ૪
પોણોશેરના પાશેરા ૩
અચ્છેરના પાશેરા ૨

---

૨ પાશેરે અચ્છેર
૩ પાશેરે પોણોશેર
૪ પાશેરે ૧ શેર

---

# મણની ધાત.

| | |
|---|---|
| મણના અધમણીઆ | ૨ |
| મણના દશશેરા | ૪ |
| મણની પાંચશેરી | ૮ |
| મણની અઢીશેરી | ૧૬ |
| મણની સવાશેરી | ૩૨ |
| મણના શેર | ૪૦ |

| | | | |
|---|---|---|---|
| ૨ | અધમણીઆ | ૧ | મણ |
| ૪ | દશશેરા | ૧ | મણ |
| ૮ | પાંચશેરી | ૧ | મણ |
| ૧૬ | અઢીશેરી | ૧ | મણ |
| ૩૨ | સવાશેરી | ૧ | મણ |
| ૪૦ | શેર | ૧ | મણ |

| | | | |
|---|---|---|---|
| | મણના | શેર | ૪૦ |
| ૦॥। | મણના | શેર | ૩૦ |
| ૦॥ | મણના | શેર | ૨૦ |
| ૦। | મણના | શેર | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| ૪૦ | શેરે | ૧ | મણ |
| ૩૦ | શેરે | ૦॥। | મણ |
| ૨૦ | શેરે | ૦॥ | મણ |
| ૧૦ | શેરે | ૦। | મણ |

| | | | |
|---|---|---|---|
| | મણની | અઢીશેરી | ૧૬ |
| ૦॥। | મણના | અઢીશેરી | ૧૨ |
| ૦॥ | મણની | અઢીશેરી | ૮ |
| ૦। | મણની | અઢીશેરી | ૪ |
| ૫ | શેરની | અઢીશેરા | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૨ | અઢીશેરાએ | ૫ | શેર |
| ૪ | અઢીશેરીએ | ૦। | મણ |
| ૮ | અઢીશેરીએ | ૦॥ | મણ |
| ૧૨ | અઢીશેરીએ | ૦॥। | મણ |
| ૧૬ | અઢીશેરીએ | ૧ | મણ |

| | | | |
|---|---|---|---|
| | મણની | પાંચશેરી | ૮ |
| ૦॥। | મણની | પાંચશેરી | ૬ |
| ૦॥ | મણની | પાંચશેરી | ૪ |
| ૦। | મણની | પાંચશેરી | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૨ | પાંચશેરીએ | ૦। | મણ |
| ૪ | પાંચશેરીએ | ૦॥ | મણ |
| ૬ | પાંચશેરીએ | ૦॥। | મણ |
| ૮ | પાંચશેરીએ | ૧ | મણ |

| | | | |
|---|---|---|---|
| | મણના | દશશેરા | ૪ |
| ૦॥। | મણના | દશશેરા | ૩ |
| ૦॥ | મણના | દશશેરા | ૨ |
| ૦। | મણનો | દશશેરો | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૧ | દશશેરે | ૦। | મણ |
| ૨ | દશશેરે | ૦॥ | મણ |
| ૩ | દશશેરે | ૦॥। | મણ |
| ૪ | દશશેરે | ૧ | મણ |

# પોણા.

| | | | |
|---|---|---|---|
| ૧×૦।।।=૦।।। | ૧૧×૦।।। =૮। | ૨૧×૦।।।=૧૫।।। | ૩૧×૦।।।=૨૩। |
| ૨ ૦।।। ૧।। | ૧૨ ૦।।। ૯ | ૨૨ ૦।।। ૧૬।। | ૩૨ ૦।।। ૨૪ |
| ૩ ૦।।। ૨। | ૧૩ ૦।।। ૯।।। | ૨૩ ૦।।। ૧૭। | ૩૩ ૦।।। ૨૪।।। |
| ૪ ૦।।। ૩ | ૧૪ ૦।।। ૧૦।। | ૨૪ ૦।।। ૧૮ | ૩૪ ૦।।। ૨૫।। |
| ૫ ૦।।। ૩।।। | ૧૫ ૦।।। ૧૧। | ૨૫ ૦।।। ૧૮।।। | ૩૫ ૦।।। ૨૬। |
| ૬ ૦।।। ૪।। | ૧૬ ૦।।। ૧૨ | ૨૬ ૦।।। ૧૯।। | ૩૬ ૦।।। ૨૭ |
| ૭ ૦।।। ૫। | ૧૭ ૦।।। ૧૨।।। | ૨૭ ૦।।। ૨૦। | ૩૭ ૦।।। ૨૭।।। |
| ૮ ૦।।। ૬ | ૧૮ ૦।।। ૧૩।। | ૨૮ ૦।।। ૨૧ | ૩૮ ૦।।। ૨૮।। |
| ૯ ૦।।। ૬।।। | ૧૯ ૦।।। ૧૪। | ૨૯ ૦।।। ૨૧।।। | ૩૯ ૦।।। ૨૯। |
| ૧૦ ૦।।। ૭।। | ૨૦ ૦।।। ૧૫ | ૩૦ ૦।।। ૨૨।। | ૪૦ ૦।।। ૩૦ |

| | | |
|---|---|---|
| ૪૧×૦।।।=૩૦।।। | ૫૧×૦।।।=૩૮। | ૬૧×૦।।।=૪૫।।। |
| ૪૨ ૦।।। ૩૧।। | ૫૨ ૦।।। ૩૯ | ૬૨ ૦।।। ૪૬।। |
| ૪૩ ૦।।। ૩૨। | ૫૩ ૦।।। ૩૯।।। | ૬૩ ૦।।। ૪૭। |
| ૪૪ ૦।।। ૩૩ | ૫૪ ૦।।। ૪૦।। | ૬૪ ૦।।। ૪૮ |
| ૪૫ ૦।।। ૩૩।।। | ૫૫ ૦।।। ૪૧। | ૬૫ ૦।।। ૪૮।।। |
| ૪૬ ૦।।। ૩૪।। | ૫૬ ૦।।। ૪૨ | ૬૬ ૦।।। ૪૯।। |
| ૪૭ ૦।।। ૩૫। | ૫૭ ૦।।। ૪૨।।। | ૬૭ ૦।।। ૫૦। |
| ૪૮ ૦।।। ૩૬ | ૫૮ ૦।।। ૪૩।। | ૬૮ ૦।।। ૫૧ |
| ૪૯ ૦।।। ૩૬।।। | ૫૯ ૦।।। ૪૪। | ૬૯ ૦।।। ૫૧।।। |
| ૫૦ ૦।।। ૩૭।। | ૬૦ ૦।।। ૪૫ | ૭૦ ૦।।। ૫૨।। |

| | | |
|---|---|---|
| ૭૧×૦।।।=૫૩। | ૮૧×૦।।।=૬૦।।। | ૯૧×૦।।।=૬૮। |
| ૭૨ ૦।।। ૫૪ | ૮૨ ૦।।। ૬૧।। | ૯૨ ૦।।। ૬૯ |
| ૭૩ ૦।।। ૫૪।।। | ૮૩ ૦।।। ૬૨। | ૯૩ ૦।।। ૬૯।।। |
| ૭૪ ૦।।। ૫૫।। | ૮૪ ૦।।। ૬૩ | ૯૪ ૦।।। ૭૦।। |
| ૭૫ ૦।।। ૫૬। | ૮૫ ૦।।। ૬૩।।। | ૯૫ ૦।।। ૭૧। |
| ૭૬ ૦।।। ૫૭ | ૮૬ ૦।।। ૬૪।। | ૯૬ ૦।।। ૭૨ |
| ૭૭ ૦।।। ૫૭।।। | ૮૭ ૦।।। ૬૫। | ૯૭ ૦।।। ૭૨।।। |
| ૭૮ ૦।।। ૫૮।। | ૮૮ ૦।।। ૬૬ | ૯૮ ૦।।। ૭૩।। |
| ૭૯ ૦।।। ૫૯। | ૮૯ ૦।।। ૬૬।।। | ૯૯ ૦।।। ૭૪। |
| ૮૦ ૦।।। ૬૦ | ૯૦ ૦।।। ૬૭।। | ૧૦૦ ૦।।। ૭૫ |

## દોઢા સાથે પોણાની બેકીની પલાખીનો સંબંધ.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧× | ૧ાા= | ૧ાા | ૨× | ૦ાાા= | ૧ાા | ૧૧× | ૧ાા= | ૧૬ાા | ૨૨× | ૦ાાા= | ૧૬ાા |
| ૨ | ૧ાા | ૩ | ૪ | ૦ાાા | ૩ | ૧૨ | ૧ાા | ૧૮ | ૨૪ | ૦ાાા | ૧૮ |
| ૩ | ૧ાા | ૪ાા | ૬ | ૦ાાા | ૪ાા | ૧૩ | ૧ાા | ૧૯ાા | ૨૬ | ૦ાાા | ૧૯ાા |
| ૪ | ૧ાા | ૬ | ૮ | ૦ાાા | ૬ | ૧૪ | ૧ાા | ૨૧ | ૨૮ | ૦ાાા | ૨૧ |
| ૫ | ૧ાા | ૭ાા | ૧૦ | ૦ાાા | ૭ાા | ૧૫ | ૧ાા | ૨૨ાા | ૩૦ | ૦ાાા | ૨૨ાા |
| ૬ | ૧ાા | ૯ | ૧૨ | ૦ાાા | ૯ | ૧૬ | ૧ાા | ૨૪ | ૩૨ | ૦ાાા | ૨૪ |
| ૭ | ૧ાા | ૧૦ાા | ૧૪ | ૦ાાા | ૧૦ાા | ૧૭ | ૧ાા | ૨૫ાા | ૩૪ | ૦ાાા | ૨૫ાા |
| ૮ | ૧ાા | ૧૨ | ૧૬ | ૦ાાા | ૧૨ | ૧૮ | ૧ાા | ૨૭ | ૩૬ | ૦ાાા | ૨૭ |
| ૯ | ૧ાા | ૧૩ાા | ૧૮ | ૦ાાા | ૧૩ાા | ૧૯ | ૧ાા | ૨૮ાા | ૩૮ | ૦ાાા | ૨૮ાા |
| ૧૦ | ૧ાા | ૧૫ | ૨૦ | ૦ાાા | ૧૫ | ૨૦ | ૧ાા | ૩૦ | ૪૦ | ૦ાાા | ૩૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧× | ૧ાા= | ૩૧ાા | ૪૨× | ૦ાાા= | ૩૧ાા | ૩૧× | ૧ાા= | ૪૬ાા |
| ૨૨ | ૧ાા | ૩૩ | ૪૪ | ૦ાાા | ૩૩ | ૩૨ | ૧ાા | ૪૮ |
| ૨૩ | ૧ાા | ૩૪ાા | ૪૬ | ૦ાાા | ૩૪ાા | ૩૩ | ૧ાા | ૪૯ાા |
| ૨૪ | ૧ાા | ૩૬ | ૪૮ | ૦ાાા | ૩૬ | ૩૪ | ૧ાા | ૫૧ |
| ૨૫ | ૧ાા | ૩૭ાા | ૫૦ | ૦ાાા | ૩૭ાા | ૩૫ | ૧ાા | ૫૨ાા |
| ૨૬ | ૧ાા | ૩૯ | ૫૨ | ૦ાાા | ૩૯ | ૩૬ | ૧ાા | ૫૪ |
| ૨૭ | ૧ાા | ૪૦ાા | ૫૪ | ૦ાાા | ૪૦ાા | ૩૭ | ૧ાા | ૫૫ાા |
| ૨૮ | ૧ાા | ૪૨ | ૫૬ | ૦ાાા | ૪૨ | ૩૮ | ૧ાા | ૫૭ |
| ૨૯ | ૧ાા | ૪૩ાા | ૫૮ | ૦ાાા | ૪૩ાા | ૩૯ | ૧ાા | ૫૮ાા |
| ૩૦ | ૧ાા | ૪૫ | ૬૦ | ૦ાાા | ૪૫ | ૪૦ | ૧ાા | ૬૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬૨× | ૦ાાા= | ૪૬ાા | ૪૧× | ૧ાા= | ૬૧ાા | ૮૨× | ૦ાાા= | ૬૧ાા |
| ૬૪ | ૦ાાા | ૪૮ | ૪૨ | ૧ાા | ૬૩ | ૮૪ | ૦ાાા | ૬૩ |
| ૬૬ | ૦ાાા | ૪૯ાા | ૪૩ | ૧ાા | ૬૪ાા | ૮૬ | ૦ાાા | ૬૪ાા |
| ૬૮ | ૦ાાા | ૫૧ | ૪૪ | ૧ાા | ૬૬ | ૮૮ | ૦ાાા | ૬૬ |
| ૭૦ | ૦ાાા | ૫૨ાા | ૪૫ | ૧ાા | ૬૭ાા | ૯૦ | ૦ાાા | ૬૭ાા |
| ૭૨ | ૦ાાા | ૫૪ | ૪૬ | ૧ાા | ૬૯ | ૯૨ | ૦ાાા | ૬૯ |
| ૭૪ | ૦ાાા | ૫૫ાા | ૪૭ | ૧ાા | ૭૦ાા | ૯૪ | ૦ાાા | ૭૦ાા |
| ૭૬ | ૦ાાા | ૫૭ | ૪૮ | ૧ાા | ૭૨ | ૯૬ | ૦ાાા | ૭૨ |
| ૭૮ | ૦ાાા | ૫૮ાા | ૪૯ | ૧ાા | ૭૩ાા | ૯૮ | ૦ાાા | ૭૩ાા |
| ૮૦ | ૦ાાા | ૬૦ | ૫૦ | ૧ાા | ૭૫ | ૧૦૦ | ૦ાાા | ૭૫ |

ટીપ—ગ્રામ્યશાળાએ પોણાની બબેની પલાખી સાથે દોઢાના સંબંધ જોડવો.

# સવાયા.

| | | | |
|---|---|---|---|
| ૧×૧। = ૧। | ૧૧×૧।=૧૩।।। | ૨૧×૧।=૨૬। | ૩૧×૧।=૩૮।।। |
| ૨ ૧। ૨।। | ૧૨ ૧। ૧૫ | ૨૨ ૧। ૨૭।। | ૩૨ ૧। ૪૦ |
| ૩ ૧। ૩।।। | ૧૩ ૧। ૧૬। | ૨૩ ૧। ૨૮।।। | ૩૩ ૧। ૪૧। |
| ૪ ૧। ૫ | ૧૪ ૧। ૧૭।। | ૨૪ ૧। ૩૦ | ૩૪ ૧। ૪૨।। |
| ૫ ૧। ૬। | ૧૫ ૧। ૧૮।।। | ૨૫ ૧। ૩૧। | ૩૫ ૧। ૪૩।।। |
| ૬ ૧। ૭।। | ૧૬ ૧। ૨૦ | ૨૬ ૧। ૩૨।। | ૩૬ ૧। ૪૫ |
| ૭ ૧। ૮।।। | ૧૭ ૧। ૨૧। | ૨૭ ૧। ૩૩।।। | ૩૭ ૧। ૪૬। |
| ૮ ૧। ૧૦ | ૧૮ ૧। ૨૨।। | ૨૮ ૧। ૩૫ | ૩૮ ૧। ૪૭।। |
| ૯ ૧। ૧૧। | ૧૯ ૧। ૨૩।।। | ૨૯ ૧। ૩૬। | ૩૯ ૧। ૪૮।।। |
| ૧૦ ૧। ૧૨।। | ૨૦ ૧। ૨૫ | ૩૦ ૧। ૩૭।। | ૪૦ ૧। ૫૦ |

| | | |
|---|---|---|
| ૪૧×૧।=૫૧। | ૫૧×૧।=૬૩।।। | ૬૧×૧।=૭૬। |
| ૪૨ ૧। ૫૨।। | ૫૨ ૧। ૬૫ | ૬૨ ૧। ૭૭।। |
| ૪૩ ૧। ૫૩।।। | ૫૩ ૧। ૬૬। | ૬૩ ૧। ૭૮।।। |
| ૪૪ ૧। ૫૫ | ૫૪ ૧। ૬૭।। | ૬૪ ૧। ૮૦ |
| ૪૫ ૧। ૫૬। | ૫૫ ૧। ૬૮।।। | ૬૫ ૧। ૮૧। |
| ૪૬ ૧। ૫૭।। | ૫૬ ૧। ૭૦ | ૬૬ ૧। ૮૨।। |
| ૪૭ ૧। ૫૮।।। | ૫૭ ૧। ૭૧। | ૬૭ ૧। ૮૩।।। |
| ૪૮ ૧। ૬૦ | ૫૮ ૧। ૭૨।। | ૬૮ ૧। ૮૫ |
| ૪૯ ૧। ૬૧। | ૫૯ ૧। ૭૩।।। | ૬૯ ૧। ૮૬। |
| ૫૦ ૧। ૬૨।। | ૬૦ ૧। ૭૫ | ૭૦ ૧। ૮૭।। |

| | | |
|---|---|---|
| ૭૧×૧। = ૮૮।।। | ૮૧×૧।=૧૦૧। | ૯૧×૧।=૧૧૩।।। |
| ૭૨ ૧। ૯૦ | ૮૨ ૧। ૧૦૨।। | ૯૨ ૧। ૧૧૫ |
| ૭૩ ૧। ૯૧। | ૮૩ ૧। ૧૦૩।।। | ૯૩ ૧। ૧૧૬। |
| ૭૪ ૧। ૯૨।। | ૮૪ ૧। ૧૦૫ | ૯૪ ૧। ૧૧૭।। |
| ૭૫ ૧। ૯૩।।। | ૮૫ ૧। ૧૦૬। | ૯૫ ૧। ૧૧૮।।। |
| ૭૬ ૧। ૯૫ | ૮૬ ૧। ૧૦૭।। | ૯૬ ૧। ૧૨૦ |
| ૭૭ ૧। ૯૬। | ૮૭ ૧। ૧૦૮।।। | ૯૭ ૧। ૧૨૧। |
| ૭૮ ૧। ૯૭।। | ૮૮ ૧। ૧૧૦ | ૯૮ ૧। ૧૨૨।। |
| ૭૯ ૧। ૯૮।।। | ૮૯ ૧। ૧૧૧। | ૯૯ ૧। ૧૨૩।।। |
| ૮૦ ૧। ૧૦૦ | ૯૦ ૧। ૧૧૨।। | ૧૦૦ ૧। ૧૨૫ |

# અઢીઆની સાથે સવાયાની એકીની પલાખીનો સંબંધ.

| | | | |
|---|---|---|---|
| ૧×૨ા =૨ાા | ૨×૧ા= ૨ાા | ૧૧×૨ાા=૨૭ાા | ૨૨×૧ા=૨૭ાા |
| ૨ ૨ાા ૫ | ૪ ૧ા ૫ | ૧૨ ૨ાા ૩૦ | ૨૪ ૧ા ૩૦ |
| ૩ ૨ાા ૭ાા | ૬ ૧ા ૭ાા | ૧૩ ૨ાા ૩૨ાા | ૨૬ ૧ા ૩૨ાા |
| ૪ ૨ાા ૧૦ | ૮ ૧ા ૧૦ | ૧૪ ૨ાા ૩૫ | ૨૮ ૧ા ૩૫ |
| ૫ ૨ાા ૧૨ાા | ૧૦ ૧ા ૧૨ાા | ૧૫ ૨ાા ૩૭ાા | ૩૦ ૧ા ૩૭ાા |
| ૬ ૨ાા ૧૫ | ૧૨ ૧ા ૧૫ | ૧૬ ૨ાા ૪૦ | ૩૨ ૧ા ૪૦ |
| ૭ ૨ાા ૧૭ાા | ૧૪ ૧ા ૧૭ાા | ૧૭ ૨ાા ૪૨ાા | ૩૪ ૧ા ૪૨ાા |
| ૮ ૨ાા ૨૦ | ૧૬ ૧ા ૨૦ | ૧૮ ૨ાા ૪૫ | ૩૬ ૧ા ૪૫ |
| ૯ ૨ાા ૨૨ાા | ૧૮ ૧ા ૨૨ાા | ૧૯ ૨ાા ૪૭ાા | ૩૮ ૧ા ૪૭ાા |
| ૧૦ ૨ાા ૨૫ | ૨૦ ૧ા ૨૫ | ૨૦ ૨ાા ૫૦ | ૪૦ ૧ા ૫૦ |

| | | |
|---|---|---|
| ૨૧×૨ાા=૫૨ાા | ૪૨×૧ા=૫૨ાા | ૩૧×૨ાા=૭૭ાા |
| ૨૨ ૨ાા ૫૫ | ૪૪ ૧ા ૫૫ | ૩૨ ૨ાા ૮૦ |
| ૨૩ ૨ાા ૫૭ાા | ૪૬ ૧ા ૫૭ાા | ૩૩ ૨ાા ૮૨ાા |
| ૨૪ ૨ાા ૬૦ | ૪૮ ૧ા ૬૦ | ૩૪ ૨ાા ૮૫ |
| ૨૫ ૨ાા ૬૨ાા | ૫૦ ૧ા ૬૨ાા | ૩૫ ૨ાા ૮૭ાા |
| ૨૬ ૨ાા ૬૫ | ૫૨ ૧ા ૬૫ | ૩૬ ૨ાા ૯૦ |
| ૨૭ ૨ાા ૬૭ાા | ૫૪ ૧ા ૬૭ાા | ૩૭ ૨ાા ૯૨ાા |
| ૨૮ ૨ાા ૭૦ | ૫૬ ૧ા ૭૦ | ૩૮ ૨ાા ૯૫ |
| ૨૯ ૨ાા ૭૨ાા | ૫૮ ૧ા ૭૨ાા | ૩૯ ૨ાા ૯૭ાા |
| ૩૦ ૨ાા ૭૫ | ૬૦ ૧ા ૭૫ | ૪૦ ૨ાા ૧૦૦ |

| | | |
|---|---|---|
| ૬૨×૧ા= ૭૭ાા | ૪૧×૨ાા=૧૦૨ાા | ૮૨×૧ા=૧૦૨ાા |
| ૬૪ ૧ા ૮૦ | ૪૨ ૨ાા ૧૦૫ | ૮૪ ૧ા ૧૦૫ |
| ૬૬ ૧ા ૮૨ાા | ૪૩ ૨ાા ૧૦૭ાા | ૮૬ ૧ા ૧૦૭ાા |
| ૬૮ ૧ા ૮૫ | ૪૪ ૨ાા ૧૧૦ | ૮૮ ૧ા ૧૧૦ |
| ૭૦ ૧ા ૮૭ાા | ૪૫ ૨ાા ૧૧૨ાા | ૯૦ ૧ા ૧૧૨ાા |
| ૭૨ ૧ા ૯૦ | ૪૬ ૨ાા ૧૧૫ | ૯૨ ૧ા ૧૧૫ |
| ૭૪ ૧ા ૯૨ાા | ૪૭ ૨ાા ૧૧૭ાા | ૯૪ ૧ા ૧૧૭ાા |
| ૭૬ ૧ા ૯૫ | ૪૮ ૨ાા ૧૨૦ | ૯૬ ૧ા ૧૨૦ |
| ૭૮ ૧ા ૯૭ાા | ૪૯ ૨ાા ૧૨૨ાા | ૯૮ ૧ા ૧૨૨ાા |
| ૮૦ ૧ા ૧૦૦ | ૫૦ ૨ાા ૧૨૫ | ૧૦૦ ૧ા ૧૨૫ |

એક પોણું પોણું

| | | |
|---|---|---|
| ૧×૦।।। | = | ૦।।। |
| ૨ | ૦।।। | ૧।। |
| ૩ | ૦।।। | ૨। |
| ૪ | ૦।।। | ૩ |
| ૫ | ૦।।। | ૩।।। |
| ૬ | ૦।। | ૪।। |
| ૭ | ૦।।। | ૫। |
| ૮ | ૦।।। | ૬ |
| ૯ | ૦।।। | ૬।।। |
| ૧૦ | ૦।।। | ૭।। |

સો પોણું પોણોસો

| | | |
|---|---|---|
| ૧૦૦×૦।।। | = | ૭૫ |
| ૨૦૦ | ૦।।। | ૧૫૦ |
| ૩૦૦ | ૦।।। | ૨૨૫ |
| ૪૦૦ | ૦।।। | ૩૦૦ |
| ૫૦૦ | ૦।।। | ૩૭૫ |
| ૬૦૦ | ૦।।। | ૪૫૦ |
| ૭૦૦ | ૦।।। | ૫૨૫ |
| ૮૦૦ | ૦।।। | ૬૦૦ |
| ૯૦૦ | ૦।।। | ૬૭૫ |
| ૧૦૦૦ | ૦।।। | ૭૫૦ |

એક સવા સવા

| | | |
|---|---|---|
| ૧×૧। | = | ૧। |
| ૨ | ૧। | ૨।। |
| ૩ | ૧। | ૩।।। |
| ૪ | ૧। | ૫ |
| ૫ | ૧। | ૬। |
| ૬ | ૧। | ૭।। |
| ૭ | ૧। | ૮।।। |
| ૮ | ૧। | ૧૦ |
| ૯ | ૧। | ૧૧। |
| ૧૦ | ૧। | ૧૨।। |

સો સવા સવાસો

| | | |
|---|---|---|
| ૧૦૦×૧। | = | ૧૨૫ |
| ૨૦૦ | ૧। | ૨૫૦ |
| ૩૦૦ | ૧। | ૩૭૫ |
| ૪૦૦ | ૧। | ૫૦૦ |
| ૫૦૦ | ૧। | ૬૨૫ |
| ૬૦૦ | ૧। | ૭૫૦ |
| ૭૦૦ | ૧। | ૮૭૫ |
| ૮૦૦ | ૧। | ૧૦૦૦ |
| ૯૦૦ | ૧। | ૧૧૨૫ |
| ૧૦૦૦ | ૧। | ૧૨૫૦ |

## નાણાંની ધાતનો ઉપયોગ.

### મનોયત્ન ૭.

૧) એક આનાની ૧૨ પાઈ તો ૪ આનાની કેટલી ? પાવલાની કેટલી ? અડધાની કેટલી ?

૨) ૯, ૬, ૫, ૭ અને ૩ આનાની પાઈ કેટલી? પૈસા કેટલા?

૩) એક રૂપીઆના ૧૬ આના તો ૩ રૂપીઆના કેટલા ?

૪) ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮ અને ૯ રૂપીઆના આના કેટલા?

૫) ૧૧૨, ૧૨૮, ૯૬, ૮૦, ૧૪૪, ૪૮, ૩૨ અને ૬૪ આનાના રૂપીઆ કેટલા ? અડધા કેટલા ?

૬) ૮ આનાની પાઇ કેટલી ? અડધા રૂપીઆની કેટલી પાઇ?
૭) ૧૫, ૧૭, ૮, ૧૨, ૧૪, ૧૯ અને ૧૫ અડધાની પાવલી કેટલી ? બે આની કેટલી ? રૂપીઆ કેટલા ?
૮) ૬૪, ૭૨, ૫૬, ૩૨, ૪૮, ૫૨, ૭૬, અને ૮૦ પાવલીના રૂપીઆ કેટલા ? અને અડધા કેટલા ?
૯) ૨૪, ૩૬, ૭૨, ૧૦૮, ૪૮, ૯૬, અને ૬૦ પાઈના આના કેટલા ? અને પૈસા કેટલા ?
૧૦) એક રૂપીઆના અડધા કેટલા ? પાવલી કેટલી ? બેઆની ? આની ? ઢબુ ? પૈસા ? અને પાઇ કેટલી ?
૧૧) એક રૂપીઓ કોની કોની બરાબર છે ?
૧૨) ૧૪૪ આનાના રૂપીઆ કેટલા આવે ? અડધા કેટલા આવે ?
૧૩) બેઆનીના બાર વધારે મળે કે ૧૫ પૈસાના ?
૧૪) પાંચ બે આનીના પૈસા કેટલા ? અને અધેલા કેટલા ?
૧૫) ૧૨ રૂપીઆના અડધા કેટલા ? પાવલી કેટલી ? બેઆની કેટલી?
૧૬) ૧૮ આનાના પૈસા કેટલા ? ઢબુ કેટલા ? દોઢ પાઈ કેટલી ?
૧૭) ૧૬ ઢબુ; ૫૨ પૈસા; ૭૨ બેઆની, ૧૧૨ આના; ૬૪ પાવલીની કિંમત કહો.
૧૮) ૭૪, ૬૭, ૩૫ અને ૬૩ પૈસાના આના કેટલા ?
૧૯) પાંચ આના ને ત્રણ પૈસા; બેઆના ને બે પૈસા; આઠ આના ને એક પૈસાની પાઈ કેટલી ?
૨૦) ૧૨ અડધા, ૪ પાવલી અને ૬૪ બેઆનીઓ આપું તો કેટલા રૂપીઆ મળે ?
૨૧) એક રૂપીઆમાં બે પૈસા ઓછા છે ત્યારે કેટલા આના હશે ?

૨૨) પાંચ રૂપીઆની બેઆનીમાં એક બેઆની ઓછી છે ત્યારે કેટલી બેઆનીઓ હશે ?
૨૩) રોજ બેઆની ખરચું તો ૧૬ દિવસ ચાલે એટલા રૂપીઆ છે ત્યારે કેટલા રૂપીઆ હશે ?
૨૪) રોજ પાવલી ખરચું તો ૫ રૂપીઆ કેટલા દિવસ ચાલે?
૨૫) ઢબુની ૧ પેનશીલ મળે તો ૧॥ રૂપીઆની કેટલી મળે ?
૨૬) એક આનાની ૧૨ પેન મળે તો પાંચ પાઇની કેટલી આવે ? અને જો ૭ પેન લેવી હોય તો શું આપવું ?
૨૭) એક આનાના ૧૭ બોરીઆં મળે તો અડધા રૂપીઆના કેટલાં મળશે ? અને જો ૧૫૩ લેવાં હોય તો શું આપવું ?
૨૮) આઠ પાનની ૧ પાઇ બેસે તો ૫ પૈસાના કેટલાં પાન આવશે ? અને જો ૭૨ પાન લેવાં હોય તો શું આપવું?
૨૯) ૧૨ શેર કારેલાના ૪ આના બેસે તો ૧ શેરનું આપવું?
૩૦) રૂપીઆના ૧૬ શેર વેગણ મળે તો ત્રણ આનાના કેટલા આવશે ?
૩૧) બે આનાની ૧૦ કેરી મળે તો એક રૂપીઆની કેટલી આવશે ? અને જો ૪૦ કેરી લેવી હોય તો શું આપવું ?
૩૨) ૧ અડધો, ૧ પાવલી, ૧ બેઆની, ૧ આનો છે તેમાં કેટલા પૈસા ઉમેરૂં તો રૂપીઓ થાય ?
૩૩) પાવલામાંથી શું ખરચું તો ૯ પૈસા રહે ?
૩૪) ૪ આનામાં કેટલા આના ઉમેરૂં તો રૂપીઓ થાય ?
૩૫) તાંબાના સિક્કા ગણાવો. રૂપાના કયા કયા સિક્કા થાય છે ? સોનાના સિક્કાનું નામ શું ?
૩૬) અડધા રૂપીઆમાંથી બે પૈસાના પાન, ૧ આનાની સોપારી, ઢબુની પાપડી અને ૨ આનાના મમરા લીધા હવે મારી પાસે શું રહ્યું ?
૩૭) દુકાનદારને એક રૂપીઓ આપ્યો તેણે મને ૧ અડધો, ૧ આની ને ૩ પાઈ પાછી આપી ત્યારે મેં કેટલાનો સોદો લીધો હશે ?
૩૮) ૭ ગેણીના રૂપીઆ કેટલા ? ૧૩૫ રૂપીઆ હોય તો કેટલી ગેણી આવે ?



# પરચુરણ હિસાબ.

## મનોયત્ન ૮.

૧) એક બેઆનીની ૨૯ ટીકડી મળે તો એક રૂપીઆની કેટલી?

૨) એક બકરી દોઢ શેર દૂધ આપે તો તેવી ૬૭ બકરી કેટલું દૂધ આપશે ?

૩) એક ટોપીનો ૦॥ રૂપીઓ પડે તો ૭૯ ટોપીઓના કેટલા રૂપીઆ આપવા પડે ?

૪) એક આગગાડી એક કલાકમાં ૨૭ માઇલ ચાલે તો ૨૪૩ માઇલ જવાને કેટલા કલાક લાગશે ?

૫) દરેક છોકરાને ૦।, ૦। રૂપીઓ આપતાં ૨૩॥ રૂપીઆ-માંથી કેટલા છોકરાને અપાશે.

૬) સાડી સો અને દોઢસો આંકડામાં લખો ?

૭) પોણીસો અને પોણે સો આંકડામાં લખો ?

૮) ૧૫૩ આનામાંથી કેટલા રૂપીઆ આવે અને બાકી કેટલા આના રહે તે કહો. ૨૫૦ એટલે કેટલા હજાર ?

૯) દરેક છોકરાને ૦। શેર દૂધ આપતાં ૮૫ છોકરાને પાવા-ને માટે કેટલું દૂધ જોઇશે ? ૨૫૦ એટલે કેટલા સો ?

૧૦) એક છોકરો અડધો લાડુ ખાય તો એ રીતે ૯૭ છોકરા કેટલા લાડુ ખાશે? પંદરસો તે કેટલા હજાર ?

૧૧) એક ખુરસીના ૨॥ રૂપીઆ બેસે તો ૧૦૦ રૂપીઆમાંથી કેટલી ખુરસી આવશે ? ૦॥ હજાર એટલે કેટલા સો ?

૧૨) કેટલા દોઢે ૪૨ ? કેટલા પોણે ૪૨ ? કેટલા ડુ ૪૨ ?

૧૩) ૨૬ શેરના નવટાંક કેટલા ? પાશેર કેટલા ?

૧૪) એક ગાય ૯ શેર દૂધ આપે તો તેવી ૨૫ ગાયો કેટલું દૂધ આપશે ? અઢી હજાર એટલે કેટલા સો ?

૧૫) ૨૭ અડધાના રૂપીઆ કેટલા ? પાવલી કેટલી ?

૧૬) ૧૯૨ કેરીમાં ૨૪ કેરી ઉમેરીએ તો કેટલી કેરી થાય ?
૧૭) ૨૦૭ છોકરામાંથી ૨૩ જાય તો કેટલા રહે ?
૧૮) ૨૬૧ પેનો ૯ છોકરાને સરખે ભાગે આપતાં દરેકને કેટલી આવશે ? સાડી બારસો એટલે કેટલા હજાર ?
૧૯) પંદરે દાન દોઢસો એમ દોઢસો કયા પલાખામાં આવેછે?
૨૦) એક તાળાની કિંમત ૧॥ રૂપીઓ બેસે તો ૧૮ રૂપીઆ-માંથી કેટલાં તાળાં આવશે ?
૨૧) ૨૮ રૂપીઆની ૨૫૨ સ્લેટ લીધી તો એ હિસાબે એક રૂપીઆની કેટલી સ્લેટ પડી ?
૨૨) એક ટોપીના ૨॥ રૂપીઆ પડે તો ૯૬ ટોપીના કેટલા બેસે?
૨૩) એક શાલના ૭ રૂપીઆ પડે તો એ લેખે ૧૬૮ રૂપીઆમાંથી કેટલી શાલ આવશે ?
૨૪) ૧૬૫ કેરીમાંથી ૧૯ બગડી ગઇ તો સારી કેટલી રહી ?
૨૫) ૧૫૭ રૂપીઆમાં ૨૯ રૂપીઆ ઉમેરીએ તો કેટલા થશે ?
૨૬) ૭૫ રૂપીઆ ૫૦ છોકરાને વહેંચતા દરેકને શું મળશે ?
૨૭) એક ઘડિઆળના ૨॥ રૂપીઆ બેસે તો એ લેખે ૭૫ ઘડિઆળનું શું બેસશે ?
૨૮) ૪૨ ગજ લાંબું દોરડું છે તેમાંથી ૧॥, ૧॥ ગજના કકડા કરીએ તો કેટલા થાય ?
૨૯) એક છત્રીના રૂપીઆ ૧॥ લેખે ૫૭ છત્રીનું શું આપવું?
૩૦) એક ટોપીના ૨॥ રૂપીઆ લેખે ૧૨૦ રૂપીઆમાંથી કેટલી ટોપીઓ આવશે ?
૩૧) એક ઘડિઆળના ૮ રૂપીઆ તો ૨૮ ઘડિઆળનું શું ?
૩૨) ૨૨ રૂપીઆનું ૧ મણ ઘી મળે તો ૨॥ મણનું શું ?
૩૩) ૨॥ મણ ઘીના ૫૫ રૂપીઆ પડે તો એક મણનું શું ?
૩૪) ૫૫ રૂપીઆમાં ૨॥ મણ ઘી આવ્યું તો ૨૨ રૂપીઆમાં કેટલું આવશે ?

૩૫) ૨૯ માણુસ ૧૪૫ મણુ ભાર ઉપાડે તો ૨ માણુસ કેટલો ભાર ઉપાડશે ?

૩૬) એક ટિકીટમાં ०॥। મણુ ભાર લઈ જવાય તો ૧૭ ટિકીટમાં કેટલો શેર ભાર લઈ જવાય ?

૩૭) એક મજુર ૨॥ મણુ વજન ઉપાડે તો ૫૨॥ મણુ વજનને માટે કેટલા મજુર જોઇશે ?

૩૮) કેટલા છકે ૭૨ ? કેટલા ચોક ૭૨ ? કેટલા તરી ૭૨ ?

૩૯) કેટલા પોણે ૭૨ ? કેટલા દોઢે ૭૨ ?

૪૦) જો દરેક માણુસને ત્રણુ ત્રણુ રૂપીઆ આપું તો ૯૬ રૂપીઆમાંથી કેટલા માણુસને અપાશે ? જો ચાર ચાર; બબ્બે; ૭ ૭; આઠ આઠ; બાર બાર; સોળ સોળ; અને ચોવીસ ચોવીસ રૂપીઆ આપું તો કેટલા માણુસને અપાય ?

૪૧) ૪૮ છોકરામાંથી બાર બારની ૪ હાર કરવાને બદલે ત્રણુ ત્રણુની, ૭ છની, આઠ આઠની, સોળ સોળની અને ચોવીસ ચોવીસની કેટલી હાર કરવી ?

૪૨) ૯૫ રૂપીઆમાંથી પાંચ રૂપીઆવાળી કેટલી નોટ આવશે ?

૪૩) દશ દશ રૂપીઆવાળી ૨૭ નોટ, એક ગેણી ને ૪ રૂપીઆ રોકડા છે ત્યારે બધું મળી કેટલા રૂપીઆ થયા ?

૪૪) એક પૈસાવાળી ૯૬ ટિકીટ આપીને તેને બદલે ०॥ આનાવાળી કેટલી ટિકીટ લેવી ?

૪૫) એક આનાવાળી ૧૧૨ ટિકીટ લીધી ને દશ રૂપીઆની નોટ આપી તો મને પાછું શું મળશે ?

૪૬) ૫ શેરના ૩૫ આના તો ૩ શેરનું શું ?

૪૭) ૭ શેરના ૧૦॥ રૂપીઆ તો ૯ શેરનું શું ?

૪૮) રૂ. ૧૭ાાનું ૭ શેર તો ૨૯ શેરનું શું

૪૯) ૩૫ શેરના ૧૪ આના તો ૧ આનાનું કેટલું ?

૫૦) ૭ાા મણુના ૩૦ રૂપીઆ તો ૨૮ મણુનું શું ?

૫૧) ૨૧ આનાનું ૭ શેર તો સવા પાંચ રૂપીઆનું કેટલું ?

૫૨) ૮ માણસ જમાડતાં રૂ. ૫ ખર્ચ થાય તો રૂ. ૮૦ માં કેટલા માણસ જમશે ?

૫૩) ૧૨ માણસ રૂ. ૧૮ કમાય તો ૨૩ માણસ શું કમાય ?

૫૪) ૧૫ાા કલાકમાં ૬૨ માઇલ જવાય તો ૪૨ માઇલ જવાને કેટલો વખત લાગે ?

૫૫) રૂ. ૩૫૦નું ૩૫ મણ તો ૧૮ મણનું શું ?

૫૬) ૨ આનાનું ૧ાા શેર તો રૂ. ૧ નું કેટલું ?

૫૮) ૨૧૬ રૂપીઆ ૮ માસ ચાલે તો ૭ માસમાં કેટલા રૂપીઆ જોઇએ ?

૫૯) ૨૦ કનકવાનો રૂ. ૧ા તો ૩૫ કનકવાનું શું ?

૬૦) ૫ રૂપીએ મણની ૧૫ મણ સાકરને બદલે ૩ રૂપીએ મણની કેટલી રાઈ લેવી ?

૬૧) ૧૩૯ રૂપીઆમાંથી ગેણી લેતાં ૪ રૂપીઆ વધ્યા ત્યારે કેટલી ગેણી લીધી હશે ?

૬૨) ૨૪માં કેટલા ઉમેરૂં તો ૭૨ થાય ?

૬૩) ૪ પૈસાના બોર લીધા, ૭ પૈસા મારા ભાઇએ આપ્યા ત્યારે ૧૦ પૈસા થયા તો પહેલાં મારી પાસે કેટલા પૈસા હશે ?

૬૪) મારા ઘરમાં ૩૫ શેર ઘઉં છે જો મારે તે ૨૮ દિવસ ચલાવવા હોય તો દરરોજ કેટલા વાપરવા ?

૬૫) એક રૂપીઆની ૨ાા શેર બદામ મળે છે અને ૨ાા રૂપીઆની શેર એલચી મળે છે ત્યારે ૧૪ શેર એલચી આપીએ તો કેટલા શેર બદામ મળે ?

૬૬) પૈસાના ૯ લેખે મેં કેટલાક પૈસાના જમરૂખ લીધાં અને તે બધા પૈસાના ૭ લેખે વેચી નાખ્યાં જેથી મને ૧૮ પૈસા ઉપજ્યા ત્યારે મેં કેટલા પૈસાના જમરૂખ લીધાં હશે?

૬૭) ૧૨૪ રૂપીઆમાંથી ૧૫ રૂપીઆવાળી કેટલી ખુરશી આવે અને કેટલા રૂપીઆ વધે !

